હિંદુ ને મુસલમાન વચ્ચે થયલો

# સલાહ સંપ.

મુંબઈમાં હિંદુ તથા મુસલમાનો વચ્ચે
થયલાં હુલ્લડ પછી સલાહસંપ ને શાંતિ
કરવા માટે નામદાર ગવરનરે બોલા-
વેલી બંને કોમોની સભાનું તથા
તેમનાં નીકળેલાં સલાહ
કારક શાંતિરૂપ સુંદર
સરઘસો વગેરેનું

## ગદ્ય તથા પદ્યમાં વર્ણન.

બનાવી પ્રગટ કરનાર

નગીનદાસ મંછારામ.

ઠેકાણું—ભુલેશ્વર ત્રીજે ભોઇવાડે—મુંબઇ.

મુંબઈ:

"ભુલેશ્વર છાપખાનામાં" છાપ્યું.

સં૦ ૧૯૫૩.

કીમત ૨ આના.

# હિન્દુ તથા મુસલમાન ભાઈ-ઓ વચ્ચે થયલો સુંદર

# સલાહ સંપ.

---

## વિજય વિજય શ્રી રંગ!!!

સારા શેહેરમાં આનંદ થયો છે. ખુશાલિ પથરાઇ છે. હર્ષ ગર્જનાના ગાજતી ગગને પહોંચ્યા છે. ઉલ્લાસાનંદ પ્રવર્ત્યો છે. સું ગઠ પુનઃ સ્થાપિત થયું છે. જેનો સુખાવિહાર શોકનું અપનું આચ્છાદન ઉડી જઇ તેની કાંતિપર સુશોભિત નૂર સંતોજ થયું, છે. જન મંડળના જીવ આનંદ બન્યા છે. હિંદુ ને મુસલમાન ભ્રાતો અન્યોઅન્ય હળીમળી ગયા છે. એકયતાનો જુસ્સો સજીવન થયો છે. મનના મેલ મટ્યા છે. સલાહસંપના સાગર સુંદરતા પામ્યા છે. કુસંપના કુવા પુરાઇ જઇ દંગો દૂર થયો છે. " ભલે સલાહ થઇ ભલે સલાહ થઇ " ના શબ્દોચ્ચાર નગરજનોના મુખમાંથી સહેજે નીકળવા લાગ્યા છે. બંને કોમનિ કીર્તિનાં કીરણો જગતમાં ઝળક્યાં છે; અને હિંદુ તથા મુસલમાન બન્નેનાં અંતઃકરણમાં "સલાહ, સલાહ ને સલાહ"ની પના થઇ છે. એજ જય ને એજ વિજય છે. એમીન

સુધી સમાપ્તી છે, અને હવે તો બન્ને કામોમાં પુનઃ બંધુત્વપણું બંધાયાનો બરાબર બંધબેસ્તો ને પાકો પાયો નંખાયો છે. સલાહસંપની સ્થાપના થઈ, ને તેની સાબિતીનાં સુંદર, સુશોભિત, શોભામણાં સરઘસો નીકળ્યાં તેથી કરીને અન્યોઅન્ય વિશ્વાસની વૃદ્ધિ થવાની સાથે પ્રીતિની પણ વૃદ્ધિ થઈ છે, અને આ અનોપમ ઐકયતાથી સર્વમાં વિજય વિજય શ્રી રંગ ગાજી રહ્યા છે.

## કલ્યાણની ગઝલ.

શ્રી જગત પતિ—એ રાગ.

વિજય વિજય વિજય, સહુ કોમનો વિજય;
વિજય સારા શેહેરમાં, સલાહ સંપનો વિજય. ટેક.
હિંદુ જનનો વિજય, મુસલમાનનો વિજય;
વિજય વખાણો બોલાસ કેરો, મિસ્ટર વિનસેંટનો વિજય—વિ૦ ૧
મોરારીરાવનો વિજય, બ્રુઈનનો છે વિજય;
વિજય ગણો ગ્રેનનનો ને, અબદુલઅલીનો વિજય—વિ૦ ૨
શેઠ ઉમર જમાલનો વિજય, શેઠ કરમસીભાઈનો વિજય;
હિંદુ ને મુસલમાનના જે, અગ્રેસરનો વિજય—વિ૦ ૩
ગવરનરે ભાષણ કીધું, તેમાં તેનો વિજય;
સભા સુંદર બોલાવીને, કીધો વિજય વિજય—વિ૦ ૪
કામાટી ને ગુલઇયાનાં, સરઘસનો છે વિજય;
બીજા જે સરઘસો નિકળ્યાં, તેથી પણ બહુ વિજય—વિ૦ ૫
સલાહસંપનો વિજય, અતિ ઐક્યતાનો વિજય;
...ાને ...ટે ભેટયા, એ છે મ્હોટો વિજય—વિ૦ ૬

હિંદુ મુસલમાનનાં ટોળાં, ફરિયાં તેમાં વિજય;
રંગે ચુંગે સંગે ચાલ્યા, સુંદર શોભ્યો વિજય-વિ૰ ૭
આનંદ મંગળ ઝામ્યો સારો, પૂરમાં લાગ્યો વિજય,
મુખડાં હસ્તાં દીઠાં સહુનાં, એ છે નક્કી વિજય-વિ૰ ૮
વિશ્વાસ બેઠો બંને કોમમાં, લાગ્યો મનને વિજય;
સલાહસંપનો નાદજ કીધો, જાણો ઝાઝો વિજય-વિ૰ ૯
વિજય થયો છે બે કોમોનો, આનંદકારી વિજય;
કુસંપ છોડી સંપજ કીધો, એ અત્યાનંદ વિજય-વિ૰ ૧૦



## તા૰ ૬--૯--૯૩ ને દિવસે નામદાર ગવરનરે ટાઉન હોલમાં બોલાવેલી સભા.

તા૰ ૬ ઠી સપ્ટેમ્બર સને ૧૮૯૩ ને બુધવારને દિવસે નામદાર ગવરનર લૉર્ડ હેરીસે ટાઉન હૉલમાં બન્ને કોમોના પ્રખ્યાત અગ્રેસરોની જે સુંદર સભા બોલાવી હતી તેમાં નામદાર ગવરનરે સમયોચિત યોગ્ય ભાષણ દ્વારાએ સર્વ જનોને સુબોધ આપી સલાહસંપમાં રેહેવાને જે આગ્રહ કીધો હતો તથા હુલ્લડમાં પાયમાલ થયલા બંને કોમોનાં માણસો, જેઓ છેક રંકાવસ્થામાં આવી પડયા હોય તેમને મદદ કરવાને કાજે ફંડમાં નાણું ભરવાને માટે જે અભિલાષા દર્શાવી હતી તેપરથી તેમજ તે સભામાં ઑનરેબલ મી૰ ફાઝલભાઈ વીશરામે, ડૉકટર ભાળચન્દ્ર કિશ્નાજી, મી૰ ફતેઅલી શેખઆમદે, મી૰ ભાઈશંકર નાનાભાઈએ, ઑનરેબલ મી૰ ઝવેરીલાલ ઉમિયાશંકરે

રહીમતુલ્લા મહંમદ સયાનીએ, મી૦ હાજી આબાજી વેરેએ અને મી૦ નારાયણ ગણેશ ચંદાવરકરે સંભાષણો કરી સભામંડપ દિપાવી મુક્યો હતો તેથી સર્વ જનોનાં મન પ્રફુલ્લિત થવા સાથ ત્યાં બિરાજેલા ગ્રહસ્થોનાં મનપર સારી અસર થઈ હતી, અને એક અવાજે ઐક્યતા કરવાની ગર્જના થઈ રહી હતી. આથી શેહેરમાં વિશેષ શાંતિ થઈ હતી.

પદ--ઝિંઝોટી.

નાથ કૈસે ગજકો બંદ છોડાયો—એ રાગ.

સભા મળી ટાઉન હૉલમાં સારી.
મળી સહુ પ્રેમ હુળી મળી ભારી. ટેક.

હિંદુ અને મુસલમાન કોમના,
આવ્યાં રૂડાં વસ્ત્ર ધારી:
હોંસે ગૃહસ્થો પધાર્યા પ્રીતે,
લાગી સભા અતિ પ્યારી. સભા ૧
સભા દિપાવી ગવરનરે,
જાતે ને પોતે પધારી:
ભાષણ કીધું સમય શોભતું.
બની બડી બલિહારી. સભા. ૨
હળી મળી સંપ કરો દો કોમો,
મૂકી દો મારામારી;
સંપ થકી છે સુખ સર્વેને.
એમ કહ્યું છે ઉચ્ચારી. સભા. ૩

# તા૦ ૧૦—૯—૯૩ ને રવિવારે કામાટીપુરાના હિંદુ તથા મુસલમાનોની મળેલી સભા.

નામદાર ગવરનરની સભાના સંબંધમાં સર્વ જનોને વિશેષ વાકેફ કરવાને તથા બેહુ કોમો વચ્ચે વિશેષ સલાહસંપ-શાંતિ કરવાને માટે તા૦ ૧૦ મી સપ્ટેમ્બર સને ૧૮૯૩ ને રવિવારે શેઠ ઉમર જમાલે પોતાના બંગલાના કંપાઉન્ડમાં કામાટીપુરા તરફ વસ્તી બંને કોમોની એક ભવ્ય સભા બોલાવી હતી, અને તેમાં આશરે પાંચ હજાર હિંદુ—મુસલમાનોની મ્હોટી મેદની મળી હતી. સભામાં પ્રમુખસ્થાન ડેપ્યુટી પોલીસ કમિશનર મી૦ કમીને આપવામાં આવ્યું હતું, અને તેમાં શેઠ ઉમર જમાલે, મી૦ બદરૂદિન બીન અબદુલ્લા કુરે, શેઠ કરમશી દામજીએ, મી૦ જયા કરાડી લિંગુએ, મી૦ અલીસાહેબ પટેલે, ઉસ્તાદ આમદખાને તથા પ્રમુખે સરસ ભાષણો કરી સભાજનોનાં મનમાં સલાહસંપની અસરનો [illegible]ા પ્રવેશ કીધો હતો, અને બંને કોમોનું એક સુંદર સંરધસ કાહાડવાનો ઠરાવ કરી સભા વિસર્જન થઈ હતી.

માતાજી મને મેહેર કરી રજા આપોરે—એ રાગ.

સભા કામાટી લોકો કરી મ્હોટી મળીરે—ટેક.

બહુ લોકોનાં તો ટોળાંરે, બે કોમોનાં જન ભેળાંરે,
ત્યાં મળિયાતા કામાટી, વળી તેની સંગે ઘાટી,
મુસલમાનની પણ જાતી, આંટી રાખી નહીંરે—સભા. ૧

મિસ્ટર [illegible]મી ત્યાં આવ્યોરે, લોકોને મને ભાવ્યોરે;
બીજા પણ લોકો આવ્યાં, નહીં કોઈએ કામના ટાળ્યા,
ભાષણો સુંદર ચાલ્યાં, મહાલ્યાં સરવે સાથેરે—સભા. ૨
ઉમર જમાલ બોલ્યાં સારૂંરે, કરમશી બોલ્યાં પ્યારૂંરે;
અબદુલા કુર કહેવાયે, જયા કરાડી લિંગુ ત્યાંયે,
કહ્યું સંપ રૂડું થાયે, જાયે દુઃખો ટળીરે—સભા. ૩
અલીસાહેબ પણ જાણોરે, ઉસ્તાદ આમદખાન માનોરે;
તેઓએ ભાષણ કીધાં, કહેવા સરવેનાં સીધાં,
ભલાં સુંદર બોધ દીધા, લીધા સહુએ માથેરે—સભા. ૪
પછી ઠરાવ કીધો એવોરે, જેવો તે જોઈએ તેવોરે;
સરઘસ એક કાઢવું સારૂં, બે કોમો કેરૂં પ્યારૂં;
ફરવું બહુએ સહીઆરૂં, ન્યારૂં થાય નહીંરે—સભા. ૫
એવો કીધો નિરધારરે, સારો એ તો વિચારરે;
ફરવા મદ થઈને રાજી, રહવો આનંદ મંગળ ગાજી,
મિત્રાચારી થઈ    આજી ખુબની ખરીરે—સભા. ૬



## તા૦ ૧૧-૯-૯૩ ને શોમવારે કામાટીપુરાના હિંદુ તથા મુસલમાનોનું નીકળેલું સરઘસ.

ઠરાવ પ્રમાણે તા૦ ૧૧ મી સપ્ટેમ્બર ને સોમવારની પ્રભાતમાં આશરે પોણા આઠ વાગતે શેઠ હાજી ઉમર જમાલના બંગલા આગળથી કામાટી તથા મુસલમાન ભાઈઓ વિગેરે સર્વ કોમની સામિલગિરીનું એક ભપકાદાર સરઘસ નીકળ્યું.

હતું. બોકાનાં ટોળે ટોળાં ૭ વાગતાંથી એકઠાં થવા લાગ્યાં હતાં. મી૦ ઉમર જમાલે આ પ્રસંગે પોતાને બંગલે એક ખાસ બેંડ રાખ્યું હતું, જે બેંડ પોતાના મનહર નાદથી સર્વને માન આપી આનંદ કરતું હતું, તથા એ શેઠ સર્વેને માન આપી બેસાડતા હતાં. સરઘસમાં હિંદુ તથા મુસલમાન ભાઈઓનાં ઘણાક અગ્રેસરો આવ્યા હતા, જેઓમાં શેઠો ઉમર જમાલ, હાજી ઈબ્રાહીમ પટેલ, હાજી કાસમ મીઠા, બદરૂદ્દિન અબદુલ્લા કુર, હાસમ મીઠા, હાજી ઈસ્માઈલ હાજી આબા, હાજી તયબજી હાજી ગની, હાજી મહંમદ હાજી આબા, હાજી હાસમ હાજી સુમાર પટેલ, જયા કારડી લીંગુ, ચેંકુ બાલુ, નરશી સાયબુ, રાજુ બાબાજી અને સંભુ સુણજી મુખ્ય હતા. વળી પોલીસ કમિશનર મી૦ વીનસેંટ તથા મિસિસ વીનસેંટ અને બીજા ઘણાક પોલીસ અમલદારો તેમાં પધાર્યા હતા. મી૦ વીનસેંટે તે પ્રસંગે બંને કોમોને અન્યોઅન્ય આનંદ સહ ઐક્યતાપુર્વક વાતો કરતા જોઈ ઘણોજ સંતોષ ને હર્ષ દર્શાવી તે સમયને શોભતો સ્તુતિપાત્ર બોધ કહી સંભળાવી સર્વના મન રંજન કીધાં હતાં, જેનો પ્રત્યોત્તર કેટલાક હિંદુ તથા મુસલમાનોએ ઉપકાર પુર્વક વાળયા પછી મિસ્ટર અને મિસિસ વીનસેંટને તેમજ બીજા અમલદારો આદિકને મી૦ ઉમર જમાલે હાર પેહેરા વ્યા બાદ સરઘસનો સમારંભ થયો હતો. સરઘસમાં મિસ્ટર અને મિસિસ વીનસેંટ અશ્વપર બિરાજમાન થયલા અને રસ્તે રસ્તે તેમનાપર પુષ્પવૃષ્ટિ થવાથી પ્રફુલ્લિત થયલા દિસતા હતા, અને મોખરે સરદાર મીર અબદુલઅલી તથા સુપ્રિનટેન્ડન્ટ મી૦ નોલન રહ્યા હતા. તેઓ તથા બીજા અમલદારો ચોગરદમ

બંદોબસ્ત રાખતા હતા. સરઘસ કામાંટીપુરાની જુદી જુદી ગલિઓ વિગેરે સ્થળે ફરી બેલાશીસ રોડ. મદનપુરા વિગેરે સ્થલે ફરી પાછું કામાટીપુરા તરફ વળ્યું હતું, અને ત્યાંના બીરના કારખાના આગળ પોહોંચતા આશરે ૧૧ વાગવાનો સમય થવાથી મી૦ વીનસેંટે સર્વ પ્રત્યે આભભાવ દર્શાવી તથા વળી પાછાં બોધવચનો કહી ત્યાંથી તે તથા તેમના પત્નિ વિદાયે થયાં હતાં, અને તે પછી ધીમે ધીમે સરઘસ પાછું શેઠ ઉમર જમાલને બંગલે આવ્યું હતું. ત્યાં મી૦ નોલન વિગેરેએ અન્યોઅન્ય ઉપકાર ને સંતોષ સુદર્શિત કરી પાનગુલાબ લઈ સર્વ વિદાયે થયા હતા. જે જે સ્થળે સરઘસ ફર્યું ત્યાંના ઘણાક હિંદુ તથા મુસલમાનોએ મિસ્ટર તથા મિસિસ વીનસેંટને પુષ્પવૃષ્ટિથી વધાવી લીધા હતા, અને સલાહસંપ થયાથી સર્વકોઈ આનંદમય દિસતાં હતાં.

## ધોળ.

કંકુ છાંટી કંકોતરી મોકલી—એ રાગ.

સલાહ સંપનું સરઘસ નીકળ્યું;<br>
કામાટીપુરા કેરૂં પ્રમાણ, મંગળમય માન,<br>
સલાહ થઈ સારીરે. ૧

તેમાં હતા મિસ્ટર વિનસેંટરે.<br>
બીજા પોલીસ અમલદારો સંગ,<br>
સલાહ તણો રંગ—સલાહ. ૨

હતા કામાટી જનનાં ટોળાંરે,<br>
મુસલમાનો હતા વળી સાથ,<br>
કરે હૂરી શાબુ—સલાહ. ૩

પધાં કામાટીપુરાની માંહીરે,
મેળામેળ હિંદુ મુસલમાન,
સલાહ તણું તાન—સલાહ. ૪
તેર હજારનું ટોળું હતું રે,
તેઓ સર્વે આવીને હર્ષે,
હળ્યા મળ્યા સર્વે—સલાહ. ૫
થયાં નીખાલસ વળી મનમાં,
થયો મનનો મેલજ નાશ,
આનંદ પ્રકાશ—સલાહ. ૬
એવી રીતે હરી ફરી તે લોકો,
સલાહ સ્થાપી ખરેખર ત્રુત,
મુકી ખટપટ—સલાહ.

## તા૦ ૧૨-૯-૯૩ ને મંગળવારે મી૦ ઉમર જમાલને બંગલે હિંદુ તથા મુસલમાનોની મળેલી બીજી મ્હોટી સભા.

વળી શેઠ ઉમર જમાલે એક બીજી મ્હોટી સભા તા૦ ૧૨ મી સપટેમ્બર સને ૧૮૯૩ ને મંગળવારે પોતાના બંગલામાં ભરી હતી, અને તેમાં પણ બંને કોમોના હજારો લોકો સામિલ થયા હતા. સભામાં પ્રમૂખસ્થાન મી૦ શીવજી ધરમાજીને આ-પવામાં આવ્યું હતું, અને તે પ્રસંગે પ્રમૂખે, શેઠ ઉમર જમાલે, મી૦ બદરૂદિન બીન અબદુલ્લા કુરે તથા મી૦ સેવકલાલ કર-

સનદહાસે છડીદાર બાપણુા કરી બંને કોમોમાં પુનઃ સલાહસંપ સમૂળ કરવા માટે ઉમદા બોધ વચનો કહ્યાં હતાં તથા સલાહ થઇ છે તેની સાબિતી ફર્શાતીક કરવા માટે એક સુસોભિત સરઘસ કાઢાડવાનો ઠરાવ કરવામાં આવ્યા હતા, અને તે પછી પાન ગુલાબ લઇ સભાજનો હરસ્ત મુખે વિદાયે થયા હતા.

પદ.

છલકારીના ઢોલાં, હાલો પેહેલાં, ચાલો મોરા રાજ—ટેક.
હિંદુ મુસલમાનો, મળીયા જાણુો, બીજી સભા માંહય;
એજી બીજી સભા માહી, મળ્યાતા બીજી સભા માંહય. ટેક
ઉમર જમાલ સભા બોલાવી, પોતાને બંગલે ખાસ;
તન મન ધનથી ઉદાર થઇને, લીધો ઘણો પ્રયાસ- હિંદુ. ૧
પ્રમુખ સ્થાને શીવાજી બિરાજયા, ધરમાજીના તન,
સભા ભરવાનો હેતુ કહયોતે, રંડુ રાખી મન-હિંદુ. ૨
તે પછી ઉમરભાઇ બે ચાર, બોલ્યા અગત્યના ફુર;
સેવકલાલ કરસનદાસે કહયું, કુસંપ કરો દુર -હિંદુ. ૩
એ આદિ ભાષણો કીવા, કીધો એક ઠરાવ;
સરઘસ કાઢાડી પુરમાં ફરવું, રાખી અતિ આવભાવ—હિંદુ ૪
હિંદુ ને મુસલમાનભાઇએ, ફરવું સાથોસાથ,
બંને કોમોએ હળવું મળવું, એક બીજાનો ઝાલી હાથ- હિંદુ.૫
એવો ઠરાવ કરીને વળતી, લીધા ગુલાબ પાન;
ઉમર શેઠની સ્તુતિ ગવાઇ, મળિયું મ્હોટું માન—હિંદુ. ૬
મેહેનત લીધી એમણુ સારી, એમ વદયાં ત્યાં જન;
સભાજનો, કહે ઉમર શેઠને, તમને છે ધન ધન—હિંદુ. ૭

## તા૦ ૧૩-૯-૯૩ ને બુધવારે હિંદુ તથા મુસલમાન ભાઇઓનું નીકળેલું બીજું મ્હોટું સરઘસ.

શેઠ ઉમર જમાલે બોલાવેલી બીજી સભામાં ઠરાવ કર્યા પ્રમાણે વળી એક બીજું સરઘસ કાપડ માર્કિટ આગળથી નીકળ્યું હતું. આ સરઘસમાં પણ હજારો હિંદુ તથા મુસલમાનોની ભારે ઠઠ ભેગી થઇ હતી, અને વાજીંત્ર, વાવટા, ઢોલ, તાસાં આદિક રમણિય રચનાથી સરઘસની સુંદરતામાં કશી ખામી રહી નહોતી. સરઘસમાં પધારેલા ગ્રહસ્થોનાં માનને માટે મારકીટને વાવટા વિગેરેથી અચ્છી શણગારી હતી, અને ઉડતા વાવટાઓ પવનની ઝડપથી સર્વ કુસંપ વિખેરી નાંખતા હોય તેવો માંગ્લિક દેખાવ દર્શન દેતા હતા. સરઘસમાં મેસર્સ કાદરભાઇ કરીમભાઇ, રહીમભાઇ, વિઠોબા ઉકાજી, દેવજી રાનુંજી, તુકારામ સતવાજી, ફકરૂદ્દિન અલીમહમદ, ચંદુ પટેલ, શાહ મહમદ પટેલ અને એ શિવાય હિંદુ તથા મુસલમાન વેપારીઓએ-મુખ્યત્વે કરીને શેઠ ઉમર જમાલે સરઘસની શોભા સુંદરતા અનોપમ કરવાને માટે અત્યંત આગ્રહપૂર્વક પરોપકારી પરિશ્રમ લીધો હતો. સરઘસમાં પોલીસ કમિશ્નર મી૦ વીનસેંટ, રા. બા. મોરારીરાવ, મી૦ બ્રુઇન, મી૦ રોશનઅલી, મી૦ ફરામજી ભીખાજી આદિક ઘણાક પોલીસ અમલદારો વિગેરેએ ભાગ લીધો હતો, અને મી૦ વીનસેંટ તથા રા. બા. મોરારીરાવ વિગેરે ઉપર પુષ્પવૃષ્ટિ પુષ્કળ થઇ હતી, મી૦ વીનસેંટને તો પુષ્પના ઝુમખાથી ખુરસુંમાં ભારેથી ઢાંકી નાંખ્યો હતો, અને માત્ર તેના મુખાદિક શિવાય શરીરપર પુષ્પનોજ કોટ પહેર્યો હોય તેવું દિસતું

હતું. આ સરઘસમાં મી૦ એકવર્થ, શેઠ વરજીવનદાસ, મી૦ ભેલાભાઈ હરીદાશ, મી૦ અબદુલ્લા બીન ફુર, સીધીઓના રાજા રાણી, વગેરે વિવિધ જનોએ તનમનથી ભાગ લીધો હતો. સરઘસ સાંજે આસરે ચાર વાગતાને સમયે શેહેરમાં ફરવા નીકળ્યું હતું, અને કાપડ બજાર, મારવાડી બજાર, ભુલેશ્વર, મહારાજનો ભોઇવાડો, નળ બજાર, ભીંડી બજાર, ઉમર ખાડી, બંગાલપુરા, ડુંગરી, મેમણવાડા, જુના નાગપાડા, ચીચ બંદર, જકરિયા મશજીદ, નિશાનપાડા, માંડવી, જંજીકર સ્ટ્રીટ વિગેરે વિધ વિધ જીલ્લાઓમાં ફરી સાયંકાળે છ વાગતે તે પુનઃ ક્રાફર્ડ મારકીટ આગળ આવી પોહોંચ્યું હતું. સરઘસમાં કાહાડેલાં નિશાનોપર સલાહસંપને લગતાં યથાયોગ્ય વાક્યો લખવામાં આવ્યાં હતાં, અને સર્વ પ્રકારે સુલાહ ને શાંતિ સહ સરઘસ સમાપ્ત થયું હતું. આ સરઘસથી સર્વને હર્ષ ઉપજ્યો હતો, અને દરેક સમજુ સખસનાં મનપર સલાહસંપની એક કુદરતીજ છાપ બેસી ગઇ હતી તથા સર્વ કોઇ સલાહસંપની વાત શ્રવણ કરીને મકલાતા દિસતા હતા. ૧૮૧૭૧૫

અલે ફસે તું યાદ કર—એ રાગ.

સરઘસ સારૂં શોભિયું બે કોમનું જરૂર;
હિંદુ મુસલમાનમાંથી, કલેશ થયો દુર. ટેક.

સેંકડો ને શહસ્ત્રો સાથ, શેહેરમાં ફર્યાં;
બેહુ કોમ સંગ જોઇ, ચિતરે ઠર્યાં—શરઘશ. ૧
મિસ્ટર વિનસેંટ સાથ, મોરારીરાવ ખરા;
મિસ્ટર ગ્રુઇન આદિ હતા, ખોટ નહીં જરા—શરઘશ. ૨

પોલીસના માણસો સંગ, સ્વાર પણ દીઠાં;
હણીમણ્ણ ને હાલિમાંથી, લાગિયાં મોટાં—શરઘશ. ૩
મિસ્ટર એડવર્ડ આવ્યા, મેઘાભાઇ ઘરે;
નરજીવનદાસ આવિયા'તા, ખાસ મોખરે—શરઘશ. ૪
કાદરભાઇ ને રહીમભાઇ, વીરોબા વળી;
દેવજી ને તુકારામજી, આવિયા મળી—શરઘશ. ૫
ચંદુ પટેલ શાહ મહુમદ, આવિયા ઘણા:
વિવિધ શેઠો આવિયા ને, નહીં રહી મણા—શરઘશ. ૬
ઉમરશેઠ શોભિયારે, મદદ તેમની;
માન આપ્યું સર્વ જનને, સારપ એમની—શરઘશ. ૭
વાજાં વાવટા નિશાનો, ગગને ગાજતા;
દીગવિજય સમાન નીકળ્યાં, શરઘશ છાજતાં—શરઘશ. ૮
મારકીટ માંહી થકી, નીકળ્યું શરઘશ:
મારવાડી બજાર માંહી, દીપીયું શરશ-શરઘશ. ૯
ભુલેશ્વર ને ભોયવાડે, ચાલિયું નકી:
સલાહ થઇ એક ઠામે, વાત એ પકી—શરઘશ ૧૦
બનીયન રોડ બાપુ સ્ટ્રીટ, કામાટી સ્ટ્રીટ માંહી;
કાજી સ્ટ્રીટ ને નળ બજારે, જન ગયા ઉભરાઇ—શરઘશ. ૧૧
ભીંડી બજાર ને ઉમરખાડી, બંગાલપુરા ડુંગરી;
મેમણવાડે પોંહોંચિયું, મેદની ભારી—શરઘશ. ૧૨
જુને નાગપાડે અને, ચીંચ બંદર ગયું;
જકરિયા મસીદ આગે, ખુશનુમા થયું—શરઘશ. ૧૩
નિશાનપાડા મદનપુરા, બેલ રોડ પાસ;
માંડવી જંજીકર સ્ટ્રીટ ને, કોળીવાડો ખાસ—શરઘશ. ૧૪

ચકલો "રૂડો શોભતો ને, નાગદેવી સ્ટ્રીટ મળ્યા:'
ક્રાફર્ડ મારકિટે આવિયું, વિજય વિજય ભણ્યા- શરઘશ ૧૫
એવી રીતે પુરૂં થયું, હુળી મળીને સંગ:
પુષ્પવૃષ્ટિ સર્વ સ્થાને, થઇ અતિ ઉમંગ—શરઘશ. ૧૬
વીનસેંટ અને બીજા, અમલદારો જેહ.
પુષ્પોથી ઉભરાઈ ગયા, એમાં નહીં સંદેહ—શરઘશ. ૧૭
જશ મળ્યા પોલીસને, જરૂર આ સમે:
વીનસેંટનો સ્વભાવ ભલો, સર્વને ગમે.—શરઘશ. ૧૮



## તા૦ ૧૫-૯-૯૩ ને શુક્રવારને દિવસે બંને કોમોનું નીકળેલું ત્રીજું સરઘસ.

હિંદુ તથા મુસલમાન ભાઇઓનું એક ત્રીજું સરઘસ ખેતવાડી તરફ વસતા લોકો તરફથી તા૦ ૧૫-૯-૯૩ ને શુક્રવારે કાહાડવામાં આવ્યું હતું. આ સરઘસમાં પણ આશરે ચાર હજાર હિંદુ તથા મુસલમાનો મળ્યા હતા. ત્યાં બંદોબસ્ત રાખવા માટે પ્રથમ સુપ્રીનટેન્ડેન્ટ મી૦ મેકડારમટ વિગેરે પોલીસ અમલદારો હાજર હતા તથા તે પ્રસંગે મી૦ કાદરભાઈ કરીમભાઈ વિગેરે ગૃહસ્થોની મદદ પણ સારી હતી. આશરે ત્રણ વાગતે મી૦ વીનસેંટ રા. બા. હાજી ગંગાજી, ખા. બા. મીર અબદુલઅલ્લી તથા રા. સા. મોરારીરાવ ત્યાં આવી પોહોંચતા સર્વ જનોએ તાળીની ગર્જનાથી તેમને માન આપી વધાવી લીધા હતા. બાદ લાકડાની એક વખારમાં લોકોની મળેલી

હોંસે વીનસેન્ટ આવ્યો ત્યાંય. જોઇ જોઇ જનો હરખાય,
વખાણુ વાજાં ઝાઝાં ગાય, શાંતિ ગાંતિ શાંતિરે. ૪
બીજા અમલદારો પણ, આવ્યા સંગ ઝાઝા જણ,
સલાહ જોઇ થયા પ્રસન્ન, શાંતિ શાંતિ શાંતિરે. ૫
હતા શરઘશમાં ચાર હજાર, દોય કોમના નિરધાર,
ખુલી ગયાં છે હર્ષદ્વાર, શાંતિ શાંતિ શાંતિરે. ૬
એવી રીતે કીધો વિજય, બેહુનો થયો ઉદય,
દુઃખનો થયોજ ક્ષય, શાંતિ શાતિ શાંતિરે. ૭



## તા૦ ૧૬-૯-૯૩ ને શનિવારે બંને કોમોનું નીકળેલું ચોથું સરઘસ.

હિંદુ તથા મુસલમાન ભાઇઓમાં શલાહસંપ થઇ છે, એવી શંપૂર્ણ ખાત્રી જાહેર કરવા માટે તા૦ ૧૬-૮-૯૩ ને શનિવારે વળી એક ચોથું શરઘશ નીકળ્યું હતું. આ શરઘશ એ ટાંકી તરફનાં લોકોનું કાહાડવામાં આવ્યું હતું, અને તેમાં મુખ્ય ભાગ મી૦ શીવજી ધરમાજીનો હતો તથા તેમનેજ ખંગ લેથી સરઘશ કાહાડવામાં આવ્યું હતું. શરઘશને લગતી તમામ ગોઠવણ એ શેઠે પોલીસ અમલદારો આદિકની યોગ્ય મદદથી કરી હતી, અને શઘળી રીતનો બંદોબસ્ત કરવામાં કશર રાખી નહોતી. શરઘશને દિપાવવાને ઢોલ તથા નિશાનો આદિકનો અચ્છો શણગાર કીધો હતો, અને શલાહ થઇ છે, એવી મતલબની મનહર છાપોને લગતા વાવટાઓ વિશેષ લક્ષ આ

મળવા યોગ્ય હતા. પોલીસ કમિશ્નર મી૦ વીનસેંટ તથા પોલીસના સંખ્યાબંધ અમલદારો તે સ્થળે સમય પ્રમાણે પધાર્યા હતા, અને તે સર્વેને મી૦ શીવજી વિગેરે જનમંડળ તરફથી યથાયોગ્ય આવકાર આપવામાં આવ્યો હતો તથા મી૦ વીનસેંટનાં વખાણુ ચોતરફ ગાજી રહ્યાં હતાં. શરઘશ સવા વાગતાને સુમારે નીકળ્યું હતું, અને સાયંકાળે ૭ વાગતાને અમલ પાછું અસલ સ્થળે સાંગોપાંગ આનંદ સહ આવ્યું હતું. આ સરઘશ ડંકન રોડ, ફાકલેંડ રોડ, ભીંડી બજાર, દુરગાદેવી વિગેરે જુદે જુદે રસ્તે ફર્યું હતું, અને તેમાં આશરે પાંચ હજાર હિંદુ મુસલમાનોએ હોંશથી ભાગ લીધો હતો. શરઘસની સમાપ્તિ પ્રસંગે પણ મી૦ વીનસેંટને સર્વ જનોએ અંતઃકરણ પુર્વક માન આપ્યું હતું, અને પુષ્પ વૃષ્ટી કરી હતી. મી૦ શીવજી પરમાજીને પણ મી૦ વીનસેંટે સારી શાબાશી આપી હતી. સર્વ પ્રસંગે સરઘસ દેદિપ્યમાન દર્શન દેતું હતું.

અવર મદન અલબેલો, આ તો દિસે આવર મદન
અલબેલો—એ રાગ.

શોભ્યું છે શરઘશ સારૂં. શનિવારે શોભ્યું છે શરઘશ સારૂં—ટેક
શીવજી શેઠે શરઘશ કહાડ્યું, પ્રાણુ થકી પુર્ણ પ્યારૂં—શનિ૦. ૧
બે ટાંકીનું શરઘશ અંતા, ફર્યું બહુ સ્થળ બાહારૂં—શનિવારે. ૨
વીનસેંટ વહાલો પધાર્યા પોતે, બીજા અમલદાર બારૂં—શનિ૦ ૩
રચનારે ભાગી રંગિલી રૂડી, સરઘશ નૂતન ન્યારૂં—શનિવારે ૪
નિશાન સંગે ડંકાઓ દીપ્યા, બીજું વળી શું સંભારૂં—શનિ૦ ૫
હિંદુની સાથે મુસલમાનો, સરઘસે એ સહિયારૂં—શનિવારે. ૬
અબ્બાસ્કાર જરૂર જ [illegible] ગો, ચિત્ત સરવનારે હારૂ—શનિવારે. ૭

## સલાહ કરાવનારા સુજ્ઞ જનોને શાબાશી.

સલાહસંપ ને શાંતિ કરાવવા માટે આપણા પ્રજા પ્રિય પોલીસ કમિશનર મી૦ વીનસેંટને, ડેપ્યુટી પોલીસ કમિશનર મી૦ કમીને, રા. બા. મોરારીરાવને, મી૦ બ્રુઇનને, મી૦ મેનનને, મી૦ નોબરને, ખા. બા. અબદુલઅલ્લીને, મી૦ મેકડોરમટને, મી૦ ફરામજી ભીખાજીને, મી૦ રોશનઅલ્લીને અને એ શિવાય પોલીસના તમામ અમલદારો, કૉનસ્ટેબલો, સીપાઇઓ વિગેરેએ મનપસંદ ને પ્રસંશાપાત્ર મેહેનત કરી હતી, જેને માટે તે સર્વને સંપુર્ણ સાબાશી ઘટે છે. વળી હિંદુ તથા મુસલમાનોના અગ્રેસરો માંહેલા મી૦ ઉમર જમાલે, શેઠ નરોત્તમદાસ માધવદાસ, મી૦ ફાઝલભાઇ વીસરામે, મી૦ ઘેલાભાઇ કરોદાસ, ના-રેહેમતુલ્લા મહમદ સયાનીએ, મી૦ ઝવેરીલાલ ઉમિયાશંકર યાજ્ઞિકે, મી૦ આસદભાઇ હુબીબભાઇએ, મી૦ વીરજુખણુદાસ આત્મારામે, ડૉકટર ભાલચન્દ્રે, મી૦ ફતેહઅલી શમ્સુઆમદે, મી૦ ભાઇશંકર નાનાભાઇએ, મી૦ હાજી જાન ગહમદ હાજી જુસબે, મી૦ હાજી આબાજી અરૈઓ, મી૦ [illegible] ઇબ્રાહીમે, મી૦ નારાયણ ગણેશ ચંદાવરકરે, મી૦ કાદરભાઇ કરીમજીએ, મી૦ કરમશીભાઇ દામજીએ, મી૦ અબદુલ્લા ઓનકુરે, શેઠ નરસુ સાહેબુએ, ઓસમાન જમાલે, સંભુ મધુજીએ, મી૦ આબા ઇસ્માઇલે, મી૦ જયાકરાડી લિંગુએ, મી૦ અલીસાહેબ પટેલે, મી૦ રાજુ બાબાજીએ, શેઠ જાન મહમદ જુસબે, મી૦ શીવજી ધરમાજીએ, મી૦ જાન મહમદ કાસમે, મી૦ કેશવજી નથુએ, મી૦ સાબુ સીદીકે; મી૦ માધવરામ રાજારામે, મી૦ ઇસ્માઇલ ખેરાજે

મી૦ પાંડુ લક્ષ્મણજી, મી૦ હાસમભાઇ વીસરામે, મી૦ દામોદર ઠાકરશી મુળજીએ, મી૦ હાજી ઈબ્રાહીમ પટેલે, મી૦ ચેંદુ બાલુએ અને એ શિવાય હિંદુ, મુસલમાન, વોહોરા, સીખી, વિગેરેના ધર્મગુરૂઓએ તેમજ એટલા બધા સંભાવિત સુજ્ઞ જનોએ સલાહસંપ કરાવવાની કોશિશ કરી છે કે તે સર્વનાં નામ લખવા જતાં એક મ્હોટું પુસ્તક થઇ જાય! ખચીત તે સર્વને માનપુર્વક શાબાશી ઘટે છે, અને તે સલાહ કરાવનારાઓએ પોતાની ફરજ બજાવવામાં જે ડહાપણ વાપર્યું છે તે સ્તુત્ય છે. સલાહસંપ કરનારનું ઈશ્વર સારૂં કરશે.

તેં નિ જ્યાં દીઠો ત્યાંની નામ અંદર મુકી નથી રહ્યો.

એ રાગ.

વ્હાલો વીનસેંટ વીર વખાણ, શાબાશી ઘણી ઘણી લીધીરે;
પ્રજાપ્રિય પ્રસિદ્ધ પ્રમાણ, શાબાશી ઘણી ઘણી લીધીરે. ૧

ફરી ધુર્જીન ચેનન સંગ, શાબાશી ઘણી ઘણી લીધીરે;
રાખ્યો મોરારીરાવે રંગ, શાબાશી ઘણી ઘણી લીધીરે. ૨

વળી નોલર સાહેબ સાથ, શાબાશી ઘણી ઘણી લીધીરે;
અબદુલઅલીની રૂડી ગાથ, શાબાશી ઘણી ઘણી લીધીરે. ૩

વદી ફરામજી આ વાર, શાબાશી ઘણી ઘણી લીધીરે;
સંગ રોશનઅલી સાર, શાબાશી ઘણી ઘણી લીધીરે. ૪

એ આદિ સર્વ પોલીસ જન, શાબાશી ઘણી ઘણી લીધીરે;
ઘણો શ્રમ લીધો ધંન ધન, શાબાશી ઘણી ઘણી લીધીરે. ૫

શેઠ વરજીવનદાસ વિખ્યાત, શાબાશી ઘણી ઘણી લીધીરે;
શેઠ ઉમરભાઇ શાક્ષાત, શાબાશી ઘણી ઘણી ઘણી લીધીરે. ૬
એ આદિ અધિક અગ્રેસર, શાબાશી ઘણી ઘણી લીધીરે;
રૂડી શાંતિની કરી છે અસર, શાબાશી ઘણી ઘણી લીધીરે. ૭
સહુ સમજાવ્યા છે લોક, શાબાશી ઘણી ઘણી લીધીરે;
ભલી રાખી તમે તો નોક, શાબાશી ઘણી ઘણી લીધીરે. ૮
અતિ યોગ્ય કીધું તમે કામ, શાબાશી ઘણી ઘણી લીધીરે;
થયાં પ્રખ્યાત સર્વનાં નામ, શાબાશી ઘણી ઘણી લીધીરે. ૯
વધ્યો વિજય સલાહનો પુર, શાબાશી ઘણી ઘણી લીધીરે;
વધ્યું નગરનું નોત્તમ નૂર, શાબાશી ઘણી ઘણી લીધીરે. ૧૦
કીધું શ્રેષ્ઠ સરસ સુખસાજ, શાબાશી ઘણી ઘણી લીધીરે;
શોભે સલાહ સંપ શુભ રાજ, શાબાશી ઘણી ઘણી લીધીરે. ૧૧
જય જય થયો જગની માંહિ, શાબાશી ઘણી ઘણી લીધીરે;
થાઓ ઇશ્વર સર્વને સાંહ્ય, શાબાશી ઘણી ઘણી લીધીરે. ૧૨



## બને કોમ વચ્ચે સલાહસંપ થવાથી આખા શેહેરમાં થયલો ઉત્સવાનંદ.

આહા !!! હિંદુ તથા મુસલમાન ભાઇઓ વચ્ચે સલાહ થઇ, ઐકયતા બંધાઇ ને મિત્રતાની ગાંઠ સંધાઇ તે જાણીને મુંબઇ તેમજ પ્રદેશનાં જન મંડળોમાં કેટલો બધો અત્યાનંદ વર્ત્યો હશે, કેટલી બધી ખુશાલી પ્રાપ્ત થઈ હશે, અને કેટલો

# દેશી રાજાઓનાં જન્મ ચરીત્રોનાં સુંદર પુસ્તકો.

(૧) વડોદરા, (૨) કચ્છ, (૩) જુનાગઢ, (૪) ભાવનગર, (૫) જામનગર, (૬) ધ્રાંગધ્રાં. (૭) મોરબી, (૮) લીંબડી, (૯) રાજકોટ, (૧૦) વઢવાણ, (૧૧) ઇડર, (૧૨) બારીયા (૧૩) લુણાવાડા, (૧૪) સુથરામપોર.

ઉપલાં રાજ્યોના હાલના રાજાઓનાં જન્મચરીત્રોનાં જુદાં જુદાં પુસ્તકો છે. તે દરેક પુસ્તકોમાં તે તે રાજાની સુન્દર અને આબેહુબ છબી પણ આપેલી છે. ને હવે દરેકની માત્ર થોડીજ નકલો બાકી હોવાથી તદ્દન ઓછી કીમતે વેચી નાખવામાં આવે છે. એ પુસ્તકો કદમાં પણ મોહોટા ને સુન્દર દેખાવનાં છે.

અગાઉ એની કીમત બે રૂપીઆ હતી પણ હવે તો ફકત દશ આના પડશે.!! ટપાલ ખરચના બે આના જુદા પડશે. કોઇ પણ જાતની અથવા સઘળી મળીને સામટી બાર નકલ લેનારને એક નકલ મફત મળશે. વળી આ પુસ્તકો તમામ જથાબંધ ખરીદનારને તદ્દન કીફાયતથી આપી દેવામાં આવશે. એ વીશેનો ખુલાસો નીચે સહી કરનારને અરધા આનાની ટીકીટ મોકલી પુછવો.

ઠેકાણું—નગીનદાશ મંછારામ.
ભુલેશ્વર વચલો ભોઇવાડો—મુંબઇ.

# શું તમારા તાવ ને નબળાઈનું નખોદ કાહાડવું છે?

જો એમ હોય તો વ્હીલીમ ઈવન્સનું ક્વીનીન બીટર્સ વાપરો. ખરેખરી આવીની દવા છે, ને ગમે તેવી જાતનો તાવ હોય તથા નબળાઈ હોય તો આ દવા ખુબખુબ પાવાથી સઘળું બોલ નાબુદ થઈ જાય છે

એની કીમત:—મોટી શીશીના રૂ. ૧ ને નાના શીશીના માત્ર રૂ. એક.

## વળી તમારે ઝાડો સાફ લાવવો છે?

ઘણુંક લોકો ઝાડો સાફ આવવાની તથા અપચાની ફરીયાદ કરતા જણાય છે. તેમને માટે વ્હીલીમ ઈવન્સની ડાઈજેસ્ટીવ પર્લ્સ હમારે ત્યાં તઈયાર છે. અફીણી લોકોને અફીણની ટેવ મુકવી હોય તે પણ આ દવાથી મુકી શકાય છે ખચીત આવી દવા હજી સુધી નીકળીજ નથી.

કીમત:—એક શીશીના ફક્ત બાર આના.

દવા મળવાનું ઠેકાણું:—હીરાલાલ મુળજીભાઈ કંપની, તથા બીજા દવાવાળાઓની દુકાને. એ બાબતનો બીજો કંઈ પણ ખુલાસો કરવો હોય તો ભુલેશ્વર, ત્રીજા ભોઈવાડા ઘર નંબર ૭ માં શા૦ નરસીંહલાલ દામોદરદાસ મપારાને મળવું અથવા લખવું. યુ સી?